# संगित सुरेखा हरण नाटक.

( ચાર અંકી. )

સુધારા વધારા સાથે

રચનાર. ગોવરધનદાસ સખારામ મુ૦ લસુન્દ્રાના

છપાવી પ્રસિધ કરનાર.

શા. મોહનલાલ વિ. જેઠાભાઇ કોડવાળા.

## અમદાવાદ

રાયપર આકાશેઠકુવાની પોળની સામે આવેલા

"ધી. મારનીંગ સ્ટાર" પ્રિન્ટીંગ પ્રેસમાં

શા. જેરાંગભાઇ મોતીલાલે છાપ્યાં.

આવૃત્તિ ૨ ——— પ્રત ૧૦૦.

સવંત ૧૯૪૭ અને ૧૮૯૧



મુલ્ય રૂ ૦-૩-૦

# વિજ્ઞપ્તી.



સદગુણી શ્રોતાજનો આ નાટકની પ્રથમ આવૃતિની બે હજાર નકલ તુરત ખપી જવાથી આ બીજી આવૃતિ ઘણાજ સુધારા વધારા સાથે બહાર પાડવામાં આવી છે. જુઓ કે આ નાટકની ટુંક મુદતમાં બે હજાર નકલો ખપી ચુકી અને ઘણા ગ્રાહકોની વારંવાર માગણી થવાથી આ બીજી આવૃતિ સંગિત કરીને બહાર પાડવામાં આવેલ છે. તેમાં તરેહવાર નવનવા રાગો તથા રાગ રાગણીઓનો ઘણોજ સમાવેશ કરવામાં આવેલ છે. આશા છ કે પ્રથમ આવૃતમાં ગ્રાહકોએ જેવી મદદ કરી છે તેવીજ મદદ આ બીજી આવ્રતિમાં કરશો એવી મને આશા છે.

ગ્રહસ્થો !! હું કાંઈ કવિ નથી. પણ લસુંદ્રાના ભટ ગોવરધનદાસ સદારામ પાસેથી આ બનાવેલ બુકનો હક વેચાણ લેઇ છપાવી બહાર પાડવામાં આવેલ છે આશા છે કે આ ગ્રંથમાં કાંઇ ભુલચુક રહી ગઇ હોયતો સુધારી વાંચવા કૃપા કરશોજી.

અમદાવદા } લી. શેવક.
શા મોહનલાલ જેઠાભાઇ કોઠવાળા.

# જૈનધરમી ભાઇઓને સુચના.

પ્રેમી જૈનધર્મી બાંધવો! શું! મારી આટલી વીનંતી ધ્યાન માં નહી ઉતારો?? ખચીત ઉતારીને આ વીષયનું અવલોકન કરશોજ?? શું આ ઓછી અપકીર્તી થાય છે. અપકીર્તી તો ઘણી જ છે. આજકાલ જૈનધર્મીના રાસોના નાટકો રચવાનો યત્ન સર્વ દીશામાં પશરી રહયો છે. જ્યાં જુઓ ત્યાં જૈનના નાટકો જોવામાં આવે છે. કોઈએ રાજેમતી, કોઇએ સ્થુલીભદ્ર, કોઇએ વચ્છરાજના નાટકના ગાયનો, કોઈએ સાલીભદ્ર નાટક, તો કોઈ એ ઇલાયચીકુવર નાટક, તો કોઈએ ચંદગુણાવલી નાટક, તો કોઇએ માહાબલ મલ્યાસુંદરી નાટક, વીગરે ઘણાં નાટક નાટક ને નાટકજ?? જોવામાં આવે છે. શું આ ઓછી ખેદ ઉત્પન્ન કરનારી વાત છે માહાન આચારજોના રચેલાં રાસોને અને માહાન પુરૂષના ચરીત્રોને નાટક રૂપે લાવીને મુકી દેવા એ તો આજ કાલ પેટ ભરવાનો ધંધો ચાલુ થયો કહેવાય. આપણા જૈનનું આજદીન સુધીમાં કોઇપણ નાટક ભજવાયું પણ નહોતું તે ભ જવાઈ પણ ચુક્યું બસ થઇ! હવે કાંઇ મણા રહી નહી?? અને જો કે રચાયલા નાટક કોઈ મહાન બીદ્વાનના હસ્તક રચાયે લા હોત તો એ કાંઇક સંતોષ ઉત્પન્ન થયાં જેવું થાત પણ આ જ તો ઘેર ઘેર રવી ને ઘેર ઘેર કવી થઇ પડયા. ના મળે પીં-ગળનું ગ્નાન ના મળે ભષાનું ગ્નાન ભલેને આથી વધારે વધારે નાટકોપર નાટકો નીકળો અને વધારે નાટકના સ્ટેજપર ભજવાયે જાઓ એથી કાંઇ અમોને નુકશાન નથી. માત્ર દીલગીરીની વાત એ છે કે આજ દીન સુધીમાં નાટક રચાતાએ નહોતા અને ભજવાતાએ નહોતા તે અસારે નજરે જોવાનો વખત આવ્યો

જો અન્ય ધર્મીઓએ આ નાટકો રચાવા માંડયા હોત તો આ-પણે લાચાર ? પણ આતો ઘરનો ભુવો ને ઘરનો જતી એવી વાત બની મેં પણ એક જૈની નાટક રચી તૈયાર કીધેલું અને છપાવવા જતો હતો અને તુરતજ મને કેટલાએક સારા માણસોએ સલાહ આપી જેથી મેં એ નાટક નહી છપાવતાં એવો વીચાર નકી કીધો કે હવે મારે પણ જૈનનું નાટકજ બહાર પાડવુંજ નહી !! માટે મારે પણ આ વખતે મારા જેગી જૈની બાધવાને જણાવવું પડે છે કે હવે આપ પણ આવા જૈન રાસોના નાટકો રચવા મોકુફ રાખશો અને છપાવવા પણ મોકુફ રાખશો અને અન્યને ઉપદેશ દેવા તત્પર થવા ઉત્સાહી થાઓ!! એજ અમારી ઇચ્છા !!!

લી૦ શેવક.

**મોહનલાલ જેઠાભાઈ.**

કોઠવાળા.

૪૫૩૫

# संगित सुरेखा हरण नाटक.

अंक १ लो.

स्थळ—रंगभुमी.

सुत्रधार. विदुषक. अने पात्रजनो.

सुत्रधार— शार्दुलविक्रिडित छंद.

જેણે આ જગની રચીજ રચના, તેને કરૂં યાચના;
માગું છું મતી સુદ્ધ સુભ કરવા, કાર્યો તણી વાંચ્છના.
જાણીને નીજ બાળ ભાળ કરી દ્યો સારા વીચારો સદા;
પ્રેરો તે પણ થાય મંગળ યથા તેવું કરો સર્વદા.
(વંદન કરી રહ્યા પછી પડદા તરફથી વિદુષકને બોલાવેછે.)

ગીતી.

સુત્રધાર—કાલ થકી કીધું છે, તો પણ હજુ વિદુષક ના આવ્યો.
વિદુ—આ આવ્યો આ આવ્યો, સુભ નાટકનો વેશ સજી લાવ્યો.
સુત્ર—આજે રંગભુમીપર, સુરેખા સુભ નાટક ભજવી શું.
વિદુ—જો બંદા ખુશ થાશે, ત્યારે તો કંઈ મદદ આપી શું.
સુત્ર—જલદી કહે મુજ વીરા, ખરેખરો તું કેમ ખુશી થાઉં.
વિદુ—ધૃત સાકરના ભરીયાં ખાંતે, હું તો લાડુ નવ ખાઉં.
સુત્ર—જરૂર જમાડું કાલે, આજ સભાને પ્રસન કર ભાઇ.
વિદુ—ઠીક ઠરેલા મળશે, ચાલ હવે બાકી ના રહી કાંઇ.

શુત્રધાર— ચોપાઇ ત્રિતાળી.

ઠીક ભાઇ હવે થયું સારૂ, રૂડો વેશ બતાવ્યો તે વારૂ.
વિદુ—નથી મુજ સમ કોઇ આજે, જાણે ચાલ્યો હું પરણુવા કાજે.

(સુત્રધાર તથા વિદુષક તથા સર્વ પાત્રજને. ઇશ્વર સ્તુતી કરે છે.)

**રાગ યમન કલ્યાણ.**

પ્રભુ પરાત્પરા પુર્ણ ઇશ્વરા નમ્ર થઇ તુજને નમુ ધરા ધરા **ટેક**
હે ઈશ્વર જગદીશ્વર સ્વામી તું પ્રભુ પરમ ક્રુપાળ;
તું મારણ તારણ સુખ કરણ ભવ બ્રહ્મા ભુપાળ. **પ્રભુ**
હું છું દીન દુખી તુજ બાળક પાળ મને પરમેશ;
બાંહય ગ્રહીને પાર ઉતારો મહીમાવાન હમેશ. **પ્રભુ**
સ્નેહ ધરીને સજન આગળ પ્રીતે કરું પ્રણામ;
આર્યબંધુની સેવા સજવા આરંભુ આ કામ. **પ્રભુ.**
સુંદીર નાટક નવીન ભજવવા આજ ધરું ઈચ્છાય;
અલ્પ મતી કૃતી શુકીત જાણું પણ થાજો સહુ સહાય. **પ્રભુ**
હે શ્રોતાઓ હવે કરું છું નાટકની શરૂઆત;
ગોવરધન કૃત સુરેખા સુભ સુણજો સર્વે ભ્રાત **પ્રભુ.**
મોહન મેહેર થકી મન ગમતું કરવું છે આ કાજ;
જુગલ જોડ જુગતીથી થાશે તે દર્શાવું આજ. **પ્રભુ**

**વિદુ**—ઘેર બાયડી ગાળો ભાંડે રજા માંગવા જાઉં,
માર પડે તો મીઠો લાડુ શી રીતે હું ખાઉં;
શું કહું તુંને, જાવા દે મુને; જાણશે જરૂર, નાર મારશે તુને.

---

## પ્રવેસ ૧ લો.

### સ્થળ—હસ્તીપુરના દુર્યોધનની કચેરી.

**પાત્ર**—દુર્યોધન, કર્ણ, દેવસો અને વિદુષક, સીપાઇ સભાજનો વીગરે.

**દુર્યોધન—ગજલ** (રાજાએ પ્રજાને પુત્રગણીને પાળવી) એ રાગ

સુણ ભાઇ કર્ણ તું આ વાત માહરી આજ
ભર્તખંડને વિસે છે વાપ્યું મારું રાજ **સુણભાઇ**
કામરૂ કોકણને પંજાબી આદી દેશ

સો·ઠને સાંપ્રે આણુ માને છે નરેસ  સુણુભાઈ ૨

**કર્ણ**—ભર્તખંડના પ્રતાપી રાયછો તમે

સૌ નરેશ રહે હમેશ હુકમથી અમે  ભર્તખંડના ૩

**દુર્યોધન**—છે સચિવ તું સદા પવિત્ર રાજમાં

નીવડયો નિપુણ ભાઇ સર્વ કાજમાં.  સુણુ ભાઈ ૪

**કર્ણ**— છો દયાળરે ભૂપાળ આપતો તમે;

તો તો તાબેદાર સુદ્ધ સામતો અમે.  ભર્તખંડના ૫

**દુર્યોધન**—પણ એક વાતે દેહ મુજ દુઃખની ભરી;

શત્ર પાંડવો તે આણુ માને ના જરી.  સુણુ ભાઇ ૬

**કર્ણ**— ત્હોને શો ઉપાય એહ શત્રુ કેરો થાય;

પીડે છે રાત દીન સર્વ પાંડવો સદાય.  ભર્તખંડના ૭

**દુર્યોધન**—કરો હવે ઓ વીર કાંઈ જલદીથી ઉપાય;

જો જાય કે મરાય ત્યારે તન ટાઢું થાય.  સુણુ ભાઇ ૮

**કર્ણ**— **ગરબી.** તાલ દીપચંદી. ( અબોલા સાનેરે લ્યો છો. )

**ચીંતા તમે સાને કરો છો.**

**એ** ખટકા મને અંતર અટકે, ભોજનપર નહી ભાવ.  **ચીં**

**સબળ શત્રુ** શીરપર ગાજે, ના ભુલું ભાઈ હું દાવ.  **ચીં**

**વસમા** વેરી વસીયા પાસે, નિંદ્રા ના આવે લગાર.  **ચીં**

**જરૂર એ જોરાવર** હણુવા, ઉપાય શોધું છું યાર.  **ચીં**

**દુર્યોધન**—છે ભરપુર ભરોંસો ભાઇ તું મુજનો દીલદાર.

વધું શી વાતડી કેવી. ટેક..

ગોઠે નહી મને ઘરનું કારજ આવે છે ઝેર અપાર. વધુ

**કર્ણ**—(થોડીવાર વીચાર કરીને) **લાવણી.** (ખુશ રહો સનમજા મેરા)

તમે સુણો વીર વીચાર એક જડીયો છે;

**હણુવા શત્રુને** ભલો ઘાટ ઘડીયો છે.

**દુર્યોધન**— તે કહે મુને વીચાર જલદી મુજ ભાઈ;

કેવી રીતે કીધી છે કર્ણ ચતુરાઈ.

**કર્ણ**— બોલાવો આપણે ઘેર તેડ જમવાને;
બેસારો પછીથી કપટ બાજી રમવાને.

**દુર્યોધન**— ધન્ય ધન્ય હો બુધિશાળી કામ શું તારૂં;
શોધી કાડ્યું તેં સરસ બરાબર બારૂં.

**દેવલો**— ગીતી.

વખત થઈ વળી આવ્યો, રસોઇ રાજા થંડી થઈ જાએ;
પીરસેલી થાળીમાં, બાર વાર તો બિલાડાં ખાએ.

**વિદુષક**—લોટો લેઈને બેઠો, વાટ જોઉ છું મોદકની આજે.

**કર્ણ**— જમવા વેળા થઇ છે.............................

**દુર્યોધન**—...................ચાલો ભાઈઓ ભોજનને કાજે.

## પ્રવેશ ૨ જો.

**સ્થળ—દુર્યોધનનો એકાંત અવાસ.**

**પાત્ર—દુર્યોધન સીપાઇ અને વિદુષક વીગરે.**

**દુર્યોધન**— ચોપાઇ લીતાળી.

કોણ પે'રા ઉપર છે સીપાઇ કેમ સાંભળતા નથી કાંઈ;
રહું છું કયારનો આવોને આહીં હું બતાવું તે કરોને કાંઈ.

**સીપાઇ**—આવ્યા આવ્યા એ સાહેબ આવ્યા,શીરછત્ર શા માટે બોલાવ્યા;
હુકમ હજુરનો શીર લેઇએ ફરમાવો સાહેબ ત્યાં જઇએ.

**દુર્યોધન**—ઇંદ્રપ્રસ્થમાં બે જણ જાવો પાંચે પાંડવને અહીંયાં બોલાવો.
કેહેજો તેડે છે તમને ભુપાળ માટે શીઘ્ર ચાલો આવાર,
વર્ષગાંઠનો ઓછવ આજે રાજા બોલાવે જમવાને કાજે;
તેડવાને ઇચ્છે સહું તમને આણે મોકલ્યા છે આજે અમને.

**સીપાઈ**—સારૂ સાહેબ જઈએ હાલ તરત તેડીને આવીશું કાલ.

વિદુ—વાટે ખાવાનું ખાવુ કરશો નહી તો ટાંટીઆ ઘસીને મરશો.
સીપાઈ—રોટલીને ડુંગળી એક લઈશું ભુખ લાગે ત્યાં કરડીને ખાઈશું

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—ઇંદ્ર પ્રસ્થનો રસ્તો.

પાત્ર-બંને સીપાઇ. બાંકેખાં. મીરજાંખાં વીદુષક વીગરે.

બંને સીપાઈઓ— ચાબકો.

૧ લો—જોઈ લ્યો સ્વારથીઓ સંસાર નહીં કોઈ સ્વારથ વીના નરનાર
સ્વારથ માટે સમુદ્ર મથાયો રત્ન કાઢયા ચૌદ બહાર;
માધવે મોહની રૂપ ધરીને ઠગ્યા અસુર કુમારરે. જોઇ ૧
૨ જો—સ્વારથે વિષ્ણું વૃંદાને ઠગવા વસીઆ વન મોઝાર;
સ્વાર્થે ચંદરે ગુરૂ પતિને કરી રાખી ઘરનારરે. જોઇ ૨
૧ લો—સ્વાર્થે શીવજી ભીલડી શું મોહયા વળી સ્વાર્થે લાવ્યો સીતાનાર;
સ્વાર્થ થકી રામે રાવણને માર્યો ન જોયો બ્રહ્મ કુમારરે ૩
૨ જો—એકવીશવાર ન ક્ષત્રી કીધી ફરસરામ નીરધાર;
પારાશેર મછગંધાને માણી નીપન્યા વ્યાસ અવતારરે. જો ૪
૧ લો—પાંચે પાંડવ પવિત્ર બીચારાને દુઃખ દેવા આ વાર;
દુષ્ટ દુર્યોધન તેડે છે રમવા છેતરી છેહ દેનારરે. જોઇ ૫
૨ જો—ભાઈ પોતાનાને છેતરીને મારસે ભુંડો એ અંધનો કુમાર,
ભુંડા જનની મતી થઇ ભૂંડી તેમાં આપણ શું કરનારરે. ૬
વિદુ—સ્વાર્થ થકી હું બૈરી પરણ્યો પણ મારે છે મુજને માર;
પ્યારી પ્યારી કહી પેટ ભરૂં તોય ગણે ન મુજને લગારરે. ૭

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—ઇંદ્રપ્રસ્થમાં પાંડવોની કચેરી.

પાત્ર—સીપાઇ તથા પાંચ પાંડવો વીગેરે.

બે સીપાઈઓ—પડવાની પણ પ્રીત ગટમટ ભુલીરે.

સાંભળો ધર્મ ભુપાળ વિનંતી હમારીરે,
રાખે અવિચળ શ્રી જુગદીસ જોડી તમારીરે;
ધર્મ તણા અવતાર ધુરંધર ધિરારે,
નિતી ન્યાય નિપૂર્ણ સદાય પાંચે વીરારે.

ધર્મરાજા— કોણ છો તમે ભાઈ કયાં થકી આવ્યારે;
કોણ રાયના છો દુત સંદેસો શો લાવ્યારે.

બંને સીપાઇ-હસ્તીનાપુર છે શેહેર સ્વામી હમારૂંરે,
આવ્યા હુકમ લેઈ હજુર તેડવા સારૂંરે:
આજે આણંદના દીન રૂડા આવ્યારે,
વડા વીરને ઉપન્યું વાહાલ રમવા બોલાવ્યારે.
જન્મ દીવસ છે જરૂર રાજાજી કેરોરે;
માટે તેડે છે તમને ભુપાળ હર્ષ ઘણેરોરે.

(ધર્મ પોતાના ભાઈઓ પ્રત્યે કહે છે.) ગીતી.

વચન સુણો મુજ વીરા દિલ્લીથી આજે અનુચર બે આવ્યા;
તેડે છે ત્યાં તમને સંદેસો શીર છત્ર તણો લાવ્યા.

(અર્જુન પોતાના ભાઇ ધર્મને.)

તીર્થ રૂપ શીર છત્ર જેષ્ટ ભ્રાતા સુણો વીનતી માહારી;
માહા પાપી દુર્યોધન કરે છે કપટી ક્રીયા ન્યારી ન્યારી.

ધર્મ—ચીંતા તજજો બંધુ આપણને તે સુ કરશે ભાઈ,
ઈશ્વર સઉનો બેલી નહી ચાલે કાંઇ તેસુ ચતુરાઈ;
માટે જરૂરજ જાવું ઘટે છે પ્યારા આપણને આજે,
નારી પાસે જઇ આવું જુજ ભાળવણી કરવાને કાજે.

———

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—દ્રૌપતિનો એકાંત અવાસ.

### પાત્ર—દ્રૌપતી તથા યુધિષ્ટર

યુધિષ્ટર— ગીતી.

રાજપાઠ સાચવજો, આજે મારે હસ્તીનાપુર જાવું;
તેડુ પ્રેમનું આવ્યું, તે માટે ખોટી હું નહી થાવું.

હોરી. એ રાગ.

રજા આપો હવે મુજ પ્યારી. એ ટેક
તેડું આવ્યું જેષ્ટ બંધુ તણું ત્યાં કામ છે મારૂ ભારી;
આપો રજા રજની સમ આવું નહી ટકું ત્યાંજ લગારી,
પાસે રહું પ્રેમદા તારી. રજા આપો હવે મુજ પ્યારી.

સાંભળને સુલક્ષણી આજે, જાવા કરૂ છું તૈયારી;
રાય હુકમ નવ માનીએ વાલી, તો થાયે દઃખ ભારી;
રહો સૂખ વસજે સુનારી. રજા આપો હવે મુજ પ્યારી.
પ્રાણ મારો વળગ્યો તુજ પાસે પ્રીતમ પ્રાણની પ્યારી,
મુખ દીઠે સુખ ઉપજે મુજને, તુજથી રહયો હું હારો;
ભલી ભયગાં સુખકારી. રજા આપો હવે મુજ પ્યારી.

દ્રૌપતી— રાગ સદર.

નહી નાથ હુતો જાવા દેવું. એ ટેક.
આપ વીના મને ચેન પડે નહીં લાગે છે સમશાન જેવું,
વીયોગ વેદના અંતર ઉઠે, આ તન અગનીના જેવું;
કાહો સામી શી રીતે સેવું. નહી નાથ હુતો જાવા દેવું.
નહી નહી પ્રીતમ ના રહું અલગી શી રીતે વેગળું રહેવુ
મુકી મને કેમ વીચરો વાલા, તો દીન શી રીતે સેવું;
કાતો મારો પ્રાણ હું દઉં. નહી નાથ હુતો જાવા દેવું.

દ્રૌપદી— રાગ આઠ. (હીરા વેસ્યાના યારી.)
કેમ જાઓ છો મુકી, પ્રીતડી ચુકી, પ્રાણ પ્યારા દીલદાર.
એસું બારણે જુકી, જાઓ છો મુકી, પ્રીતડી ચુકી. પ્રાણ
આપ વીના મને ગેઠે નહીંરે, પળ એક જુગ સમ જાય;
પ્રીતડી કીધી પાતળીઆતે, કેમ કરી છુંટાયરે,
કેમ જાઓ છો મુકી પ્રીતડી ચુકી. પ્રાણ પ્યારા દીલદાર.
નરખી તમોને ન્યાલ થઈ હું, ભુપ સમા ભરથાર,
વિયોગથી ના રહેવાય મુજથી કાળજે લાગે કટારરે. કેમ જાઓ
યુધીષ્ટર— રાગ સદર.
સુણ પ્રાણની પ્યારી, વિનતી મારી, દેહ સમી દીલદાર.
સહુ વાત વીચારી, લે ઉરધારી, વીનતી મારી, દેહ સમી દીલદાર.
બાર વાગ્યાં છે બારણે પ્યારી, વેળા થઇ આ વાર;
રાજગ્રહ જાવા આગના આપો, કોપ કરે સીરદારરે. સુણ.
પાછો આવીશ હું જ્યારે પ્યારી, ત્યારી નહી કરૂ વાર;
સીદ આંસુડા ઢાળો છો શાણી, તું મુજ પ્રાણ આધારરે. સુણ

---

## પ્રવેસ ૬ ઠો

### સ્થળ-દુર્યોધનની કચેરી.

**પાત્ર—દુર્યોધન પાંચ પાંડવ દેવલો સકુની વીગરે.**

દુર્યોધન—(પાંડાને કપટમાં) રાગમાહારો પાવન કરીયો પલંગ
માહારૂ પવિત્ર કીધું ધામ, બંધું મુજ મોહોલે પધારી;
આજે સુધાર્યાં સરવે કામ, બંધું મુજ મોહોલે પધારી;
તમને મળવા કારણે, તલસું છું હું તનથી ભાઇ;
એક કુટુંબી આપણે, નથી આપથી અલ્પ જુદાઇ; બંધુ ૧
ઘણા દીવસથી ગોખતો, વીરા તમારૂ નામ;
ખાસ પ્રાણ વીયોગથી, મને સુજે નહી ઘર કામ. બંધુ ૨

હેત તમારૂ જે બધું, આવે છે મુજને યાદ
રમો જમો રળીયાત થઈ, હવે મુકી દ્યો વીખવાદ; બંધુ ૩

**ધર્મ (દુર્યોધનપ્રત્યે)—રાગ વીધીનાં કામ છે કેવા.**

વીવેકી વડા તમે વીરા, ખરે મુજ હારના હીરા;—વીવેકી એ ટેક
પ્રીતીના પાળ તમે પુરા, વળી છો યુધમાં શુરા;—વીવકી
અતી ઉપકાર અમારાપર, સહુ આધાર તમારાપર—વીવેકી
નથી તમવીણુકો પ્યારા, કદી નવ જાણુસો ન્યારા;—વીવેકી

**હવલો—** **ચોપાઇ લીતાળી.**

ચાલો જમવાની વેળા થઇ છે, સહુની થાળીઓ પીરસાઈ રહીછે;
**દુર્યોધન**—વીરા ચાલોને જઇએ જમવા વળતી બેસીએ આપણે રમવા
**ધર્મ**—આપ કહો તેમ કરવા તૈયાર, વડા વીર વીવેકી વીસાળ;
(થોડીવાર પછી જમીને આવે છે.)

દુર્યોધન— ગિતી (દુર્યોધન બાજી રમવાની સરત કરે છે)

સુણજો બંધુ મારા, સરત આપણી રમવાની સારી;
જે જીતે આ રમતા, તે થાયે સહુ રાજ્ય અધીકારી।
હારે તે સહુ મુકી, રાજ્યપાટને અધાર વનજાએ;
માલ સહીત ભંડારો, ને નારી તે બીજાની થાએ;

**વિદુષક—ડાભાજનનું કીધું, માનો તો એ કહે તે ના કરશો;**
**નહીતો રાજ્ય નારી સહુ, તજી રાંનમાં રઝળીને મરશો;**

**આકુ—** **આઇ વેરીગુડ બંગાલી બાબુ.** એ રાગ

**જુઓ સાહેબ પાંડવ હારયા રાજાના પડીઆ પોબાર;**
**હવે વનમાં જાવું પડશે શોંપી દયો પંચાળી નાર.**

**સકુની**—ગસબસ હવે બહાર નીકળો અહી રહેવાનો નહી અધીકાર;
ખરે ખજાનો ખુંચી લઇને બારોબાર કાઢોને બહાર.

**ધારો—** હવેવાર શી કરો વધારે ઉતારો સરવે સણુગાર.

દુર્યોધન—મારી કુટી કાઢો પુરથી પકડી લાવો પાસે નાર.
વિદુષક—સંગેટી વાળોને વીરા વળતી ચોળો અંગે રાખ;
કહ્યું ન માન્યું મારૂ માટે હવે કહો સું ખાશો રાખ.
દુર્યોધન—(સેવક પ્રતે) ચોપાઇ ત્રિતાળી.
ઉઠો જલદી સીપાઇ બે ચાર પકડી લાવોને દ્રોપતી નાર;
કહ્યું છું ક્યારના ખોટી ના થાવો ઝાલી ચોટલો ખેંચીને લાવો.
( યુધિષ્ટર એટલે ધર્મ રાજા ઉદાસ થઇ પાંચે પાંડવો ગાય છે)
ધર્મ—(ઉદાસમાં) ગભરામણ મને ધડપણ માંહી આવે ઘણું રે.
દુખીયારો મને દગાથી દુર્બળ કીધોરે,
જુંઠું આ ભાઇએ કીધુરે દગાએ દુખડું દીધુંરે;
જો જાણુત હું આવું બંધવને ના બોલાવું,
પેશીવે પેટ માંહે દેશવટો દીધોરે. દુખી.
બોલાવ્યો મીઠું બોલીરે વળાવી વળતી ઝોળીરે,
બધાએ મળી બનાવ્યો હસતાં મુજને હરાવ્યો;
છેવટે છેતરીને સહુ માલ લીધોરે. દુખી.
અર્જુન— લલિત છંદ ( વનમાં દેશવટે જવાથી )
અરર ઓ પ્રભુ આ શુંરે થયું, પલક એકમાં રાજ ક્યાં ગયું;
નથી હવે મુને લેશ ધીરતા, દુખીત પ્રાણ આ શે નથી જતા.
ભીમ—સબળ શતરૂ તેં શો દગો કર્યો, અરે અધર્મીરે માલ સૌ હર્યો
વચનથી થયાં દીન સૌ અમે કઠણ કોપ આ શી રીતે સમે.
ધર્મ—(પોતાના ભાઇઓને) રામગ્રી (કુંવરી કુંવર મારા લાડકા)
વિર વિલાપ કરો નહી શાને રાખો ઉચાટઃ
મરજી હોએ મોહન તણી લખ્યું જેવું લલાટ. વીર.
જે નરે કપટ કરે કદી ભોગવે સહુ તેહ;
ઇશ્વર કોપે એહ શું તેમાં નહી સંદેહ. વીર.

બંધવ શત્રુ થઇ રહ્યો દેતા દુખ અપાર;
તો સૌ સંદેશું શરીરથી શાને લગાડો વર  વીર.
ત્રીકમ જ્યારે તૂઠશે ત્યારે આવશુ ઘેર;
સુખ દુખ સહેવું સર્વદા જેવી મોહનની મેહેર.  વીર.
ઉઠો હવે ઝટ આપણે શાને સંભારો સુખ;
દુષ્ટ દુર્યોધનનું કદી જોવું યોગ્ય ન મુખ.  વીર.

**શકુની**—(તનકુળ લાવીને] ઈશ્રેજી હાકરો.

ઉતારો શણગાર સૌ પહેરો કાળી કામળી.

**વિદુષક**— મુન્જનો બંધાવો દોર લંગોટી વળાવલી.

**બાધા**— લંગોટીવાળીને વીરપુરમાંથી જાવને.

**ફિરો**— છાનું રાખ્યું હોય કદી અંગરખુ બતાવને. (જુવે છે]

**વિદુષક**— ભભુતી લાવીને ભાઈ શરીરે ચોળાવને.

**દુર્યોધન**— જાઓ જલદી અહીં નારી દ્રૌપતી બોલાવને.

## પ્રવેસ ૭ મો

### સ્થળ—ઈંદ્રપ્રસ્થમાં દ્રૌપતીનો રંગ મેહેલ.

પાત્ર—સેવક. દ્રૌપતી.

( સેવક આવી દ્રૌપતીને કહે છે. **માલિનીછંદ** ]

અરર હુ અભાગી આવીઓ આપ પાસે,
વચન સર્વે કહેવા શબ્દનારે કિહારે;
પણ જનુંની જણાયો શું અરે દુષ્ટ વાણી,
અધર્મ રમવાને શાહ દે છેજ શાણી.
રમત સરવ રમતા હારીયા આપ સ્વામી,
કપટ બળ થકીરે જીતીયો એ હરામી;
ધન સહુ તમારૂં તેહનો નાથ તે છે,

પતિવ્રત ધરનારા આપનો ઇષ્ટ એ છે.
લખીત ખત કરીને સત્ય કીધી પ્રતિજ્ઞા,
તરત અનુચરોને તેડવા આપી આજ્ઞા;
કરગરી કહું છું હું નાથ પાસે પધારો,
અસુભ ખબર કહેતા વાંક શો છે હમારો.

( દ્રૌપતી ખબર સાંભળી મુર્છાગત થઇ ભોયપર પડે છે પછી ભાન આવે છે ત્યારે સુધ્ધીમાં આવીને. ]

**દ્રૌપતી—** વસંતતિલકાવૃત.

હે ઇશ સીધ જગદીશ જગત નીવાસ
પાદારવિંદ તુજના પ્રણમુ હું દાસ;
કેવો થયો ગજબ આ મુજ સ્વામી સીસ,
શું દુઃખ આવ્યું પળમાં અરે જુગદીસ.
હારી થયો સકળ વસ્તુ તણો વીયોગ,
શું પાપ આપ કરીયાં મળીઓ આ જોગ;
અરે હાય શું મુજ તણું વત ભંગ થાસે,
એ દુષ્ટ પાસ મુજથી કેમરે જવાસે.

## પ્રવેસ ૮ મો.

**સ્થળ—હસ્તીનાપુરમાં દુર્યોધનની કચેરી.**

**પાત્ર—**અનુચર, દુર્યોધન, દ્રૌપતી, શકુની અને સભાજન વીગરે.

**ચોપાઇ ત્રીતાળી.**

**અનુચર—**સ્વામી આજ્ઞા પ્રમાણે આવ્યા, બાંધી દ્રૌપતી નારીને લાવ્યા
સભા મધે આવી ઉભી રહી છે વળી કચેરી વેળા થઇ છે.

**દુર્યોધન—**[દ્રૌપતિપ્રત્યે] ગીતી.

ઉન્મત તું અહંકારી, સાંભળ સુંદરી તું થઈ છે માહારી;

આપી તુજ સ્વામીએ માટે બેસ તું ઉછંગે માહારી.

દ્રોપતિ—પાપી ચુપ પાપી ચુપ પાપી ચુપરે—એ રાગ.

છાનો દુષ્ટ છાનો દુષ્ટ છાનો દુષ્ટરે,
રેહેવાન, છે નાદાન, ભુલીભાન, લોપી માન તેડાવી આરથા ;
ઉતાર ગુમાન, તોડું અભીમાન, પાપી લાવ શાન,
પળમાં લેઉં જાન, પણ હું સતી ઇનસાન. છાનો દુષ્ટ.

(દુર્યોધન પ્રતે) ગીતી.

અરે દુષ્ટ શઠ શત્રુ ધિઃક ધિઃક તુજને કહું છું હું પાપી;
કંટક સમ તુજ બોલી શસ્ત્ર સમી હું સાંખુ અઘાપી.

દુર્યોધન—(ક્રોધથી) શાર્દુ.

અરે હજુ મુજ આજ્ઞા કેમ નથી તું ચડાવતી માથે;
આવ બેસ ખોળામાં નહીતર હમણાં ચીર ખેંચું હાથે.

દ્રોપતિ—(ક્રોધથી)

અધિક નથી કંઇ કહેતી જો કહું પૃથ્વી પાતાળે પેસે;
ભીમ તણી કર કેરી ગદા તાહરા ખોળામાં બેસે.

દુર્યોધન— ચોપાઇ ભીતાળી.

ઉઠો જલદી શકુની મામા આવો વેગેથી મારા સામા;
ખેંચો ચીર નારી કરો નગ્ન ત્યારે થઇશ હું મન મગ્ન.
(શકુની ચીર ખેંચે છે તેથી દ્રૌપતી પ્રભુની પ્રાર્થના કરે છે.)

દ્રોપતી— આશાગોડી.

રક્ષા કરો પ્રભુ મા'રી આ અવસર રક્ષા કરો પ્રભુ માહારી;
દુષ્ટ રાયે માહારી હુરમત લેવા નીચ આ બુદ્ધિ વિચારી. આ.
વણ અપરાધી હું અબળા છું પાંડવ કેરી નારી. આ.
દીન દાસીની અરજ સુણીને વારે ચઢો ગીરધારી. આ અવસર
દ્યુત રમી હાર્યા મુજ ભર્તા રાજપાટ અધિકારી. આ અવસર.

કરજોડી વંદુ પ્રભુ તમને લજ્જા રાખોને મ્હારી. આ.

(દ્રોપતીના ચીર શ્રી કૃષ્ણ ભગવાન પુરે છે પછીથી જઇને પાંડવોને મળે છે.)

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—હસ્તીપુરની ભાગોળ.

**પાત્ર**—યુધીષ્ટર, અર્જુન, ભીમ, સહદેવ, નીકુળ, દ્રોપતી, કુંન્તા, વિદુર, પ્રજાજનો વિગરે.

કુન્તા— **દેખી તેરી વફાદારી.**

લાડકડા મમ પ્યારા, છોડી માત થાઓ ન્યારા;
એકલી મુકી કોણુ ભરોસે કોનો છે વીશ્વાસ,
નહીં કંઇ આશ, અરે છું ઉદાસ, થાઉં શું નાશ. લાડકડા
ટળવળુ તમ વીણુ ભાઈ, કોણ મુજ હથીયાર;
અરે આ વાર, કરૂ પોકાર, બળું અપાર. લાડકડા
વરસે છે અન્નાધાર, જાણે જગત સહુ દુઃખકાર;
વરસે વાર, પડે ચોધાર, આંખથી અપાર. લાડકડા

યુધિસ્ટર— **દીલદારીકોનીરે. એ રાગ**

સુણુ માતા મારીરે, ના અકળાઓ.
ખોટી થાઓ પાછા જાઓ. કર્મ લખાયો;
અવસર આવ્યો, લેજો ધારીરે. સુણો.
આદરસે જે અતી અધર્મ ભોગવસે તે સર્વે કર્મ,
શાનો ભર્મ લાગે, કરે અધર્મ તેશે કર્મ;
જાણો મર્મ ભગવત પરજ, સુખકારીરે. સુણો.

યુધિષ્ટર— **દાદરો લાવણી દક્ષણી ચાલની.**

ના થશો જરા ઉદાસ માત મારીરે,

જાશું વન, સુખી તન થાઉ દહન, લાગે મન;
જગત દુખકારીરે. ના થશો જરા.

**અરજુન**—વચન પાળવા મનમાં વીચારીરે,
જાસુ આજ સત્ય કાજ રાખે લાજ છે મહારાજ;
સર્વે અધીકારીરે. ના થશો જરા.

**ભીમ**— સત્ય હું કહું આ વાત થઇ છે સારીરે,
વનમાંય ખાવું જ્યાંય ખુબ ત્યાંય લાડુ હાય;
ધ્યાનમાં ઉતારીરે. ના થશો જરા.

**યુધિષ્ટર**— ગીતી.

સત્ય કારણે માતા આજે સૌને વન મધે જાવું;
પાયે લાગુ તમને ઘેર પધારો હું ખોટી થાઉં.

(સૌ પ્રજાને) રાગ **ભર્તુહરીનો** અથવા જનુની જીવો ગોપીચંદજી.

**યુધિસ્ટર**—સુજ્ઞજનો સઉ સાંભળો કરો નહી તમો શોકજી;
બનવું સરજ્યું તે બનેજ છે વૃથા ઉચાટ કરો ફોકજી.
ઇસ ઈચ્છા બળવાન છે.

**પ્રજા**— ધરમરૂપી ધરમ રાજ છો, ભીમસેય મહાબળવાનજી
ધનુર્ધર વીર અર્જુન છે, સહેદેવ નીકુળ ગુણવાનજી
કેમ સહેસો કષ્ઠ રાનમાં

**વિદુર**— ચંદ્ર વંશી રાજા છો તમે વ્યાપસે તમવીણ અપારજી,
અતિ વિપરીત અરે થયું ન રહયો દુઃખનો પારજી. કેમ

**અરજુન**—શોક તજો આપ કાકાશ્રી સમય તણા છો સુજાણજી;
વાવે તેવું છણસે સદા એવું સ્રષ્ટીનું પ્રમાણજી. ઇસ

**સરદાર**— ભતંજુમી વીશે કો બીજો નથી તમ સમ બળવાનજી;
રાજ્યની દશા હવે શી થશે બાકી રહયા છે અજ્ઞાનજી કેમ

**ભીમ**— જેષ્ટ ભ્રાતાની આજ્ઞા થકી કરશું વનમાં વાસજી;

અંતે દગી સહુ દુષ્ટને નહી રાખુ કચાસજી, ઈસ ઈચ્છા

પ્રેમાનંદ—કોણ સુણશે હમ તણી દીન પ્રજાની દાદજી;
ક્ષણે ક્ષણે દુખ પામશું તમો આવશો યાદજી. કેમ

સહદેવ— દુખ ના ધરો સાણા જન તમો દૈવ્યનું ધાર્યું તે થાયજી
લેખ લખ્યા લેલાટમાં નથી કોઈનો ઉપાયજી. ઈસ

વિદુષક— માહારૂરે કહ્યું માન્યું નહી એજ તમારો વાંકજી;
ગમન કરો વન એકલા અંગે ચોળીને રાખજી.
કરમ ગતી હવે ન્યારી છે.

## પ્રથમ અંક સમાપ્ત.

---

## अंक २ जो.

### પ્રવેશ ૧ લો.

**સ્થળ—હસ્તીનાપુરમાં દુર્યોધનની રાજકચેરી.**

**પાત્ર—દુર્યોધન, શકુની, સીપાઈ પાછળથી વીદુર,**

દુર્યોધન— **જફાવો સીતમકી સજાવાર હુમે.**
સુણોને શકુની છો મામા તમે કહુ વાત દુખની અરે આ સમે,
જુવો પુત્ર અરજુનનો પરણશે ઘણું દુખ તેથી મનેરે થશે;
વીવાહ તો કીધો છે દ્વારામતી, નિશદીને મને ઉંઘ ના આવતી
કહો બેનો કરવો હવે શો ઉપાય, પુછુ મામા તમને વીવાહ ભંગ થાય

શકુની—**ભરથરી ભ્રાતા વિચારીને કરો હુપર કોપ.**
સુણ દુર્યોધન ( ૨ ) એમાં તું શું ગભરાય
તુજ મન કેરી વાત સુણતા કામ આપણું થાય. ૧

કહીશું જઇને ( ૨ ) બળદેવને રૂડી રીત;
કદી નહી આપે એ કંન્યા રાંક ઘેર ખચિત. ૨
જો વીદુર કાકા ( ૨ ) જઈ કહે તેમને ઘેર;
પુત્રી પર્ણાવે લક્ષમણાને એ વીધ કરવી પેર.

**દુર્યોધન**—(સીપાઇને વિદુરને બોલાવવા કહે છે) રાગ દાદરો.

જાવરે સીપાઈ જલદી કાકા ઘેર આજ;
કહેજો જઈને કામ છે તેડે તમોને રાજ.

**શીપાઇ**— દોડીએ દરબાર આપ છો પ્રતાપી સુર;
જલદી તેડી લાવીએ હજુરમાં વીદૂર.

( સીપાઈ જાય છે અને વીદુરને તેડી લાવે છે. ]

**દુર્યોધન**—(વીદુરને) વૃદ્ધ કાકા છો તમે મુજ પીતાને પ્રમાણુ,
કામ પડયું આપનું તે કરો નીશ્ચે જાણુ;
દ્વારીકામાં જઇ બળદેવને કહી,
અભેમુન્યુને સુરેખા આપવી નહી.
જઇને કહોને સર્વે પાંડવો ગયા છે વન,
દુખમાં બીચારો એકલો છે અભેમન;
માટે તમો કરો મુજ પુત્ર સુ સગાઇ,
અભીમુન્યુને મુકીને લ્યો લક્ષમણો જમાઈ,
કામ એ કરીને કાકા માગુ લાવજો;
વર્ણવી વીવાહ આપ વેહેલા આવજો.

( વીદુર જાય છે. )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—દ્વારીકામાં બળદેવનું ઘર.

**પાત્ર**—બળદેવ, વીદુર, અને વીદુષક વીગરે.

**વિદુર**—ખુસ રહો સનમજા મેરાબી દાતા બેલી એ રાગ

સુણો ગોહીટા બંધુ બળદેવ વચન એક મહારૂં;
હસ્તીનાપુરથી આવ્યો આપને સારૂ.

**બળદેવ**— તમે આજ ભલે આવીયાં ભાઈ મુજ ઘેર;
પાંડવોની કહોને વાત થઇ શી પેર.

**વિદુર**— સહુ રાજપાટ હારીને ગયાં છે વનમાં,
ઝુરે એકલડો સુત રહીને ઘરમાં;
અભીમન્યુની સાથે સુરેખા પુત્રી આપી,
પણ ત્યાં દઇને કન્યાદાન થશો બહુ પાપી.

**બળદેવ**— ત્યારે શું કરવું કહો પુત્રી કયાં આપું;
લાયક હોયે તો તરત વીવાહ હું સ્થાપું.

**વિદુર**— દુર્યોધન કેરો પુત્ર લક્ષમણો જેહ,
લાયક છે કન્યા જોગ કહું છું તેહ;
સરખે સરખા છે બેઉ જોડ પણ તેવી,
વર કામદેવ કંન્યા છે રતીના જેવી.

**બળદેવ**— લ્યો શ્રીફળ સાથે વીવાહ તેહશું કીધો;
સુરેખા સાટે લક્ષમણો વરને લીધો.

**વિદુર**— **ચોપાઈ ત્રિતાળી.**

સત્ય કહો હવે જાઉં છું ઘેર કરો વીવાહની તમે પેર;
લાવો શ્રીફળ સોના મોહોર જોઉં સુરેખા કેવી ચકોર.

સુરેખાને જોઈને.

વાહ જોડી જુગતની મળી જેમ દુધમાં સાકર ભળી;
જાન લેઇને આવશું વહેલા થાજો તઇયાર આવતા પહેલા.

**વિદુષક**— વર કાળોને કન્યા ગોરી શોભે જાણે વાંદરાની ટોળી;
વર દેખીતો જાણેરે રાણો હાથે ઠુંઠોને આંખે કાણો.

(વીદુરજી હસ્તીનાપુર તરફ જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ-હસ્તીનાપુરમાં દુર્યોધનની કચેરી.

**પાત્ર**—દુર્યોધન સભાજનો તથા સકુની પછીથી વીદુર.

**દુર્યોધન**—રાગ **રાજાયે પ્રજાને પુત્ર ગણીને પાળવી.**

શું વાત કહું હર્ષની સુણોને મામા આજ,
પાંડવ ગયા વનમાં છોડીને નીજરાજ;
(વળી) દ્રોપતીના ચીર ખેંચી લીધી એની લાજ,
(કહો) મુજ સમાન પૃથ્વી વીશે કોણ કરશે કાજ.
(વળી) વીવાહ ભંગ કરાવવાને મોકલ્યા વીદુર;
કામ કરીએ આપણુંને આવશે જરૂર.

( એટલામાં વીદુરજી આવે છે તેને પુછે છે.)

**વિદુરજી—શૈયર શુખકર સંસાર શીયળ ભુશણ સજીએ.**

કરી આવ્યો સઘળુ કામ વીવાહ આદરીએ,
રંગાવો રૂડા ધામ વીવાહ આદરીએ;
આહુ અવળું સમજાવીને મેં સાંધી સગાઈરે,
જાન સુદાડી જુગને જાવું પર્ણાવવાને ભાઇ. **વીવાહ.**
હવે નથી કંઇ કાચુ મું'યું શ્રીફળ સોનુ લીધરે;
કન્યા જોઇ કુંવર વખાણો કારજ સરવે કીધ. **વીવાહ.**
સોમવાર સાતમને દહાડે જાનું લઈને જાનરે;
ગુપ્ત વાત ગાજો ગુણ સારા વર દીસે નાદાન. **વીવાહ.**

**વિદુષક**—વરના ગુણ ગંગા જળ જેવા અવગુણ નથી લગારરે;
ચુલા ઉપર ઉભો રહીને મારે મુતર ધાર. **વીવાહ.**

**સકુની**—જાનને જવા આપો આજ્ઞા સૈન્યા ગહી આવારરે;
પોહોચાડોને ખબર પુરમાં સર્વ થજો તૈઆર. **વીવાહ.**

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—હસ્તીનાપુર.

પાત્ર—માધુ, ધિરો, વીદુષક અને પુરજનો.

માધુ-- વાહાલા વેહેલા આવજો એ રાગ.

ચાલો જઇએ જાનમાં. ટેક૦

આજે આમંત્રણ આવીયુંરે જાનમાં જાવા કાજ;

આણંદ ઉરમાં વાધીઓરે એમ કહાવે દુર્યોધ રાજ. ચાલો.

ધીરો—તુજ પહેલો તૈયાર થયો હું પાક્ષ બંધાણી પ્રીત;

સુવર્ણે સાથુ ધાલીયોરે પર્ણે રાજકુંવર રૂડીરીત. ચાલો

માધુ—અમન ચમન કરી આપશુંરે જુગની ઝાઝી થાય;

સરપાવ મળશે સોભતારે મારી પ્યારીને જાનમાં જાય. ચાલો.

વિદુષક—હરખ ધરી જાજો તમોરે જો જો કીરતી ફુગ;

વરની ફજેતીના ફાળકારે ત્યાંનો તમને વોળાવસે ધુળ.

લાડકડાની જાનમાં.

ધીરો—લાડુ મળશે લસમસ્યારે કાડે કણાંને ખાંડ;

પેટ ભરીને આરોગશુંરે નથી આપતી રોટલો રાંડ. ચાલો

વિદુષક—લાલચમાં લપટી પડોરે ઓલવવાને આગ્ય;

જીવતા આવો જો ધર ભણીરે હોયે પરણેલીનું પુરૂ ભાગ્ય. લા

(જાન લઇને જાય છે દ્વારીકામાં.)

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—ઈંદ્રપ્રસ્થમાં સુભદ્રાનો મેહેલ.

પાત્ર—સુભદ્રા, અભીમુન્ય, ચાકર.

સુભદ્રા-- શાર્દુલવિક્રિડિત.

જે દીને પડતી દશા મનુષ્યની આવે વેગે ધશી,

તે દહાડે મતીમંદ થાય જનની સૌ કૃન જાએ ખશી;
સાણુ મિત્ર સલાહકાર પણ તે બુરા ભાષા લાગશે,
દુષ્ટ મિત્ર થશે સુનીતિ ખસશે વૈરી ઘણા જાગશે.
(અભીમન્યુ પોતાની માને ઉદાસ થએલી જોઇને)

**અભિમન્યુ--** લાવણી દક્ષણી ચાલની

કેમ થાવ છો ઉદાશ માતા માહરીરે,
સાથી મનઃ કરો રૂદનઃ થાઉં દહન. જોઈ તન;
ગતી આજ તમારીરે. કેમ થાવ છે.
આંસુડાં ખરેઃ આ આંખમાંથી ભારીરે,
કેમ આમઃ સુન્ય ધામઃ છે તમામઃ મુકી હામ;
દુઃખ શું વીચારીરે. કેમ થાવ છે.

**સુભદ્રા--** પડવાની પણ પ્રીત ઘટસટ ભુલીરે. એ રાગ.

શું કહુ તુજને તન દુખની વાણીરે,
કપટી કૌરવની વાત આજે ભણીરે;
વીરાને સમજાવી વાત દગો બહુ દીધોરે,
બળદેવની પુત્રી સાથ વીવાહ તુજ કીધોરે.
દુર્યોધન કેરો પુત લક્ષમણો જેહરે,
લગ્ને ત્યાં મોટી જાન ગયા છે તેહરે.

**અભિમન્યુ--** ચોપાઇ ત્રિતાળી

માત મનમાં તું શીદ અકળાયે જેમ થવાનું હોએ તે થાએ,
ક્ષત્રી તન એશી કેમ રહીશ આજે દ્વારા મતીમાં જઇશ;
કરી યુધ્ધને લાવીશ નાર ત્યારે જાણ જે તુજ કુમાર.

**સુભદ્રા**--જાઇ કરશો નહી એવી હોડ તમે એકલાને એ કરોડ.
**નથી** પીતા તમારો ઘેર ત્યારે થાય છે આવી પેર;

**અભિ**--માતા રોકયો હવે ના રહુ નિશ્ચે દ્વારા મતીમાં જાઉં;

કરૂં કૌરવ સાથ સંગ્રામ જો જો ગાત હવે મુજ કામ.
(એમ કહી ચાકરને બોલાવે છે] ગીતી.
અશ્વ સહીત રથ લાવો નિશ્ચે માહારે દ્વારા મતી જાવું;
વાર કરો નહી વીરા દુર જાવું છે ખોટી નહી થાવું.
**ચાકર**—ચાર અશ્વ સંગાથે તે રથ જોડીને આણ્યો છે આજે;
પધારીયે પ્રીતેથી સામગ્રી સહુ છે સ્વામી કાજે.
**સુભદ્રા**—[સ્વગત) **સીતાજીના મહીના.**
માહારો બાળ એકલડો જાય એનો નહી આશરો,
વ્યાપી રહ્યું છે તનમાં સુર ક્ષત્રી પુત્ર છે ખરો;
રથ સહીત થયો તૈયાર ને જીવ જંપે નહી,
માહારા કાળજડાની કોર એકલડો રહે નહી.
માટે જાવું કુંવરની સંગાતે વીચારીને વાતડી;
ડર લાગે છે જોઇ દેખાય અંધારી રાતડી.
(જાહેર) ગીતી
એકલડા ના જાસો કુંવર માહારા કૌરવ છે કપટી
હું આવું સંગાતે રણે માહયરા સુતને લે લપટી.
[અભેમન્યુ તથા સુભદ્રા દ્વારામતી તરફ જાય છે.)

**બીજો અંક સમાપ્ત.**

---

# अंक ३ जो.

## પ્રવેસ ૧ લો.

### સ્થળ—અરણ્ય.

**પાત્ર**—સુભદ્રા, અભીમન્યુ, રથવાળો, પછીથી ગટોરગચ્છ, અને હેડંબા, રાક્ષસો.

સુભદ્રા—(રસ્તાનો માર્ગ નથી મળતો તેથી)

અધવર દુખ શું દાખવું. એ રાગ.

ક્યાંરે જવુંને હવે શું કરૂં નથી એકે ઉપાય;
વનરે લાગે બીહામણું કપે કોમળ કાય. ક્યાંરે
વૃક્ષ લતા ઝુકી રહી કોટી કાંટાના ઝાડ;
કંકર વાગે પાયમાં મોહોટા પર્વત પહાડ. ક્યાંરે

બાળક પુત્ર બીહે ઘણો સર્વે અંધારૂ ઘોર;
ચાર દીશા ગાજી રહી થાયે સબળો શોર. ક્યાંરે

શત્રુ કૌરવ કેડે પડયા કાઢયા પીયુને વન;
આ દુખ આજે આવી પડયું સાથે કોમળ તન. ક્યાંરે

સુભદ્રા—ગજલ બરહન્સ (ખબર લે આએમ સીંહા તું કટાહયે)

અરે ઓ દીન દયાળ જાવું ક્યાંહાં હું
ખુશીમાં ના ખુશ થઇ આ વનમાં હું;
કદી આવું દુખ મને પડયું નથી,
પેલે જન્મ પાપ મેં કીધા હશે શું. અરે આ દીન

ચારે ગમ ફરી શું રસ્તો મળે ના;
પુછું કોહોને જઇ આ વનમાં હું. અરે ઓ દીન

ધીરજ ના રહે ભયંકર દીસે આ;
થાઓ દેવ સહાય ક્યાંહાં જઉ હું. અરે ઓ દીન

અભિમન્યુ— રાગ કલ્યાણ ભોપાળી.

ગીરજાપતી આ વીનંતી અમારી એ રાગ.

શીહ અભરાય તું માવડી માહારી. ટેક૦
આ વન કેરો નાશ કરૂં હું અગની તણું બાણુ મારી. શીહ
ઝાડ પાહાડ પર્વત પ્રજ્વળુ વાટ પાકુ વન બારી. શીહ

હું અરજુનનો સુત અભિમુન્યુ કુખે રહયો હું વારી. શી૦
જા જે હવે તું પરાક્રમ માહારૂ, ભયટાળુ સૌ ભારી. શી૦

( એમ કહી અગ્ની બાણુ માર્યુ તેથી વનમાં મોહોટા ભડકા થયા તેથી આખા વનમાં આગ લાગી ઉઠી અને મોહોટા ભડકાથી તે વનમાંનો રાજા ગટોરગચ્છ એકદમ દોડી આવે છે અને અભિમુન્યને કહે છે. ]

**ગટોરગચ્છ—વહેલા ઉગાડો દ્વાર સહેવંત વહેલા ઉઘાડો.**

અલ્યા નફટ માનવ જન, આવ્યો કેમ અહીયાં પાપી;
કેમ દહન કર્યુ મુજ વન. આવ્યો કેમ અહીયાં પાપી.
છોકેલા ગદ છોકરા, કોણુ તાહરૂ નામ;
જાવા નહી દઉં જીવનો, હાથ આવેલો આણે ઠામ. આ.

**અભિ૦**—નવ ચાલે કંઇ તાહારૂ હું ક્ષત્રીનો બાળ;
ઓળખતો નથી તું મુજને, અલ્યા ભુમી તણો ભુપાળ.
આવ્યો જા વરમી વાટે.

**ગટોર૦**—શું બોલે તું બાળકા, નવ જાણે તુજ જોર;
તુજ સરખા મુજ દાસ છે, એક પલમાં કરૂં હું ઢોર. આ

**અભિ૦**—દેખ્યા બહુ તારા સમા, છે જંગલમાં વાસ;
મુજ ઘેર આવી રહે, પેટ અર્થે થઈને દાસ. આવ્યો

**ગટોર૦**—માણુસ અહાર રાક્ષસ તણો, શું જાણે તું મન;
બાળક તું બહુ બોલતો, એક પળમાં કરૂં રે પતન. આ

**અભિ૦**—ગર્વ આવડો શું કરે, એમ નહી ડરનાર;
મારૂં તુજ સમ લાખને, હું છું ક્ષત્રીતણો કુમાર. આ

**ગટોરગચ્છ—( જુસ્સાથી ) ક્ષત્રી કલંક કેમ લેશેરે.**

કહું તુજને હું સાંભળ બાળ. મુરખ કેમ મરવા આવ્યોરે.
નિશ્ચે ખુટયો દીસેછે તારો કાળ મુરખ કેમ મરવા આવ્યોરે.

મારા જોરથી ત્રાસે સર્વ. મુરખ કેમ મરવા આવ્યોરે.
કેમ મુકતો નથી અલ્યા ગર્વ, મુરખ કેમ મરવા આવ્યોરે.
કહેતો તુજને ઉડાડુ આકાશ. મુરખ કેમ મરવા આવ્યોરે.
માટે વળ પાછો જા તુજ વાસ મુરખ કેમ મરવા આવ્યોરે.
તુજ બાળ તણા શા ભાર. મુરખ કેમ મરવા આવ્યોરે.
તારા અશ્વ સહીત કરૂં આહાર. મુરખ કેમ મરવા આવ્યોરે

**અભિમુન્ય**—(આવું સાંભળી.) **નીર્બળ સત્રુ સબળ રાજપર.**

**કાયર થઇને ક્ષાત્રી સામે, શું લઢવાને આવે છે,**
**મુખ દેખે હું નહી ડરવાનો, નિર્બળ હામ બતાવે છે;**
**ચાલ્યો જાજે તારી વાટે, હું તો આવ્યો તારે સારૂ. (૨)**
**મુજ સામે ઉભો આવી રહે જીવનો તું વારૂ. (૨)**
**નીપજે જરૂર મરણ સંગ્રામમાં તારૂ. ચાલ્યો.**
**અલ્યા માનજે વચન મારૂ ચાલ્યો જાને જાગી. (૨)**
**ખેંચી નાખુ જીભ તારી વદે છે શું વાણી. (૨)**
**કાપી નાખુ હાથ બેઉ રહયો શું વખાણી. ચાલ્યો.**
**નથી જોયું હજી હાથ બળ દીલમાં વીચારે. [૨)**
**કરવો સંહાર સહુ અસુરનો મારે. [૨)**
**લાવીયો છે પ્રભુ મને તેથી તો અત્યારે. ચાલ્યો.**

**સુભદ્રા**— **રાગ આશાગોડી.**

**પુત્રની રક્ષા કરજે પ્રભુ માહારા પુત્રની રક્ષા કરજે;**
**યુદ્ધ ચડયો આ અસુરની સાથે, બહુ બળ બાહુમાં ધરજે. |પ્ર**
**અતુળ પ્રાક્રમી અસુર દીસે છે, બળ સૌ તેનું હરજે. પ્ર**
**વારંવાર કરૂ હું વીનતી, અરજી આ ઉરમાં ધરજે. પ્ર**

(ગટોરગચ્છ અભીમુન્ય સાથે કહે છે. એમ કહી ગદા મારી તેથી બેસુદ્ધ થઈ અવની ઉપર પડયો ત્યારે સુભદ્રા આવીને રૂદના કરે છે

**સુભદ્રા--** રાગ ગોપીચંદ.

લાડકડા બાળા લટકા કરંરે તારા મુખનાં,
સળગે છે બાળા સ્વપના આવ્યારે મારે સુખનાં;
શું સુજ્યું હું અહીંયાં આવી પુત્ર લેઇને પાસ;
હાય! કર્મ ફુટ્યું હવે માહારૂ દીસે સર્વ ઉદાસરે. લાડકડા
પ્રભુ કોપ આવો શું કીધો અભાગણી હું નાર;
કોણ દીશાયે હવે જાવું હું કયાં મળશે મુજ કુમાર લાડકડા
વજર છાતી નથી ફાટતી કાળજના ચીરાય;
હાય! હાય!! હું થઇ દુખીઆરી લગ્ને લાગી લાયરે. લાડકડા
વીના પુત્ર કેમ રહેવાશેને અંતર ઊઠી આગ;
થઇ જા જીવ હવે તુ જુદો દેને ધરતી માગરે. લાડકડા

( ઉઠે છે પડે છે અને ફરી ફરી છાતીઓ કુટે છે. )

**એતે મોત આ રીતે થશે શું હાય.** એ રાગ.

પુત્ર મુઓ મુજ પ્યારો રે શું હાય,
આજે થયો મમ દેહથી ન્યારો શું હાય;
કેર થયો આ અચાનક મારો શું હાય,
જાણે આ દેહમાં લાગે આગ.
ફુટી ગયુંરે આજે મુજ ભાગ્ય, હાય પુત્ર હાય હાય.
મરે કુટી શીર માત રાય ગજ હાય હાય.

( આવું સુભદ્રાનું આક્રંદ સાંભળીને હેડંબા પુછે છે )

**હેડંબા--નેક નામદાર ભુવડરાય સીરતાજ** એ રાગ.

કોણ બાઈ કોણ તું ને કોણ તારે દેશ,
કોણ પીતા કોણ પતી કયાંનો છે નરેશ;
કયાંથી આવવું ને બાઇ કયાં વળી જવું,
બોલ સાચી વાર્તા જે હોય નીપન્યું.

સુભદ્રા— શું કહે છે બાઇ હસ્તીનાપુર છે દેશ,
અર્જુન પતી છે માહરા ત્યાંનાર નરેશ;
ભીમસેન ધર્મ આદી છે દીયેર જેઠ,
દ્વારીકા પયેર વસુદેવ પીતા નેટ.
પીયર જાઊં છું હું પુત્ર લેઇને અરે;
યુદ્ધમાં પડયો એ અભીમુન્ય છે ખરે.

હેડંબ —(ભીમસેન, અરજુન વીગરેના નામ સાંભળી તેમને ઓળખીને)
અરે ગજબ શો થયોરજે એ તો મારો પુત્ર,
ઘરના થઇને વેર વાળ્યું ભાગ્યું ઘર સુત્ર;
હાય ! હાય !! પૂત્ર મૂવો કરવો શું ઉપાય,
કાંઇ કરો ભાઇ અભીમૂન્ય બેઠો થાય.

(કુંવરની પાસે જઇ બોલાવે છે પણ બોલતો નથી એટલે અરેર મરછ વીગરે મળીને)

અઠોરગચ્છ— રાગ ધીક ચુલા ધીક મુજને એ રાજ.
આ શું કીધું મેંતો માવડી કીધી ભાઇની ઘાતજી
અણુજાણે અરણું થયું થઇ છે વીપરીત વાતજી આ શું કીધું મેંતો માવડી.

હેડંબા—પુત્ર એ કાકા અરજુન તણો, થાયે તાહરો ભાઇજી
અરેરે પ્રભુ આતે શું થયું, નથી એ શું જુદાઇજી કેમરે કરું ને હવે કયાં જવું.

શુભદ્રા—ઓરે અભિમુન્ય લાટકા, દગો દેઇ ગયો કયાંયજી
ભુંડું આ મુખ મુજ લઇને કેમ જાઉં પુર માંહજી હુંરે અભાગણી તુજ વીના.

ગટોરગચ્છ—ધીક ધીક મારી જાતને ધીક મુજ અવતારજી;
હાથે કરી ભાઇને હણ્યો આવો અરજુન કુમારજી આ શુ કીધું

હેડબા—વાંક નથી ભાઈ તુજ તણો. કુડા કર્મનો વાંકજી;

વેરણુ વીંત તાએ શુલ્ભા, અરજો કુંભો આંકડી કયારે જશું
શુભદ્રા—શોરે ઉત્તર હવે દખલું પીતા પુછશે ત તણી;
બોલાવે ભીમશેન ભાઇનો કહેશે કુંતા માતજી કેમ કરૂં ને હવે કયાં

શુભદ્રા— **લલીત.**

અરર ઓ પ્રભુ કોપ શો થયો, અભિમુન્યુ તો કયાં જતો રહયો;
ફટકે કાળજુ ચીરાથી ખરે, અરર હાયરે શું હવે થશે;
અતીશ થાય છે વેદના હવે, મમ કુંવરને સ્વર્ગમાં જવે;
દીવસ દોહીલા કેમ આ જશે, અરર હાયરે શું હવે થશે:
ભટોરગચ્છ—અરર બાંધરે કયાં ગયો ખરે; સબ્દ તાહરા સર્વ સાંભરે
ખબર ના હતી ભાઇ તું તણી, કદી ઉગાસુના સત્ર તું ભણી;
પણ તુને તો મેં શત્રુ જાણીયો, ખડગ ઝાલીને પ્રાણ તાણીયો;
અરર સાહસ આ કામ મેં કરયું, બંધવ તાહરૂં મોત આતરયું;
(સર્વ જણા અતીશય આક્રંદ કરે છે. પછી હેડંબા અમૃત છાંટે છે ને અભિમુન્યુ બેઠો થાય છે સર્વ કુટંબ (ખુશી થઇને ઇશ્વર પ્રાર્થના કરે છે.)

**દીંડી.**

સર્વે—આજે બિનવું છું, સ્વામી સત્યમારા; પૂજ્યા ચરણુ જેહું શેવતા તમારા
છો અશર્ણ શર્ણુ, જકતમાં કૃપાળ; દીશો સર્વ થકી, આપ હો ભુપાળ;
સર્વ પ્રાણીઓના આપ માત તાત, મધુ સુદન નામ જકતમાં વિક્ષાત,
કરી મહેર તમે મુજશું દયાળ, મરણથી ઉગાર્યો અભેમન્યુ બાળ,
આજ આનંદમો દીન છે અપાર, કૃપાનાથ ચડી હાથ નીરધાર,
ગળ્યોં સંબંધી સગાઇ શીરતાજ, થયું કાજ માહારાજ સર્વ આજ,

## અંક ત્રીજો સમાપ્ત.

---

# अंक ४ थो.

## પ્રવેસ ૧ લો

### સ્થળ--હેડંબાનું ઘર.

**પાત્ર**--શુભદ્રા, અભિમુન્યુ, ગટોરગચ્છ, હેડંબા અને વિદુષક વીગરે.

(શુભદ્રાએ દ્વારીકાં જવાનું સરવેને કહ્યું તેથી તે કારણથી ગટો રગચ્છ અભિમુન્યુ સાથે જવાને તૈયાર થાય છે. અને શુભદ્રા પાસે રજા માગે છે.)

**અભીમુન્યુ**-- રાગ ગોપીચંદ લડકા એ રાગ.

શુભદ્રા માતા આજ્ઞા આપોરે તમે ગાવડી. એ ટેક.

**શુભદ્રા**--મુજ લાંડકવાયા કેમ જાસોરે શત્રુ સંગમાં. મુજ

**અભામુન્યુ**--કૌરવ દળને પળમાં મારૂં, ના તું થઈશ ઉદાશ;

શુરખા પરણીને લાવું, કરૂં દુસ્મનનો નાશરે શુભદ્રા માતા

**શુભદ્રા**--દુર્યોધન છે દુષ્ટ બહુ ને કપટી કર્ણ અપાર;

શત્રુ સાથ સબળો છે ભાઈ તું એકલડો બાળરે.

મૂજ લાડકવાયા કેમ જાશોરે શત્રુ સંગમાં

**અભિમુન્ય**--દુર્યોધન અને કર્ણ સહુને રણમાં મારૂં માર;

મામા શકુની શરખાનો હું નિશ્ચે કરૂં સંહારરે. સુભ

**શુભદ્રા**--જન્મારાનું વેર ગણીને દે છે ભારે દુઃખ;

છેતર પંડી છાની કરીને હર્ણુ કર્યું સૌ સુખરે. મૂજ

**અભિમુન્ય**--જન્મ વેર હું વાળુ આજે પીતા મોકલ્યા વન;

હું બાળક હું માતા તારો વળી અરજુન કેરો તનરે. સુભ

**શુભદ્રા**--દુર રહીએ દુષ્ટ જનોથી કરવું રૂડુ કામ;

કુશળ રહે જે કુંવર મારા રક્ષા કરો શ્રી રામરે. મુ

**અભિમુન્ય**—હવે નહી સાંખી રહું માના શત્રુ સામો થાઉં;

ગટોરગચ્છ મુજ બંધુ સાથે, દ્વારામતીમાં જાઉરે સુભદ્રા.

**શુભદ્રા**—તેત્રીસ ક્રોડી દેવ મળીને, રક્ષા કરજો આજ

કમળાપતી શ્રી કૃષ્ણ છે મામા રાખે તારી લાજરે. મુજલાડકવાયા

(અભિમુન્યુ ગટોરગચ્છને કહે છે ભાઇ ચાલો જઇએ.)

**અભિમુન્યુ**— **ચોપાઈ લીતાળી.**

ભાઈ ચાલોને જઇયે હવે, થાય નુકશાન ખોટી થવે;

**ગટોરગચ્છ**—મારે વાર નથી કંઇ વીરા, કંન્યાં વરવા ન થાઓ અધિરા

**અભિમુન્યુ**—ભાઈ અમથો મને સીદ કશે......................

**ગટોરગચ્છ**—......................કંન્યા સુરેખા આપણી થાશે.

(ચાલવા માંડે છે) (ગતી

**વીદુષક**—મલ્યો શુકનમાં સામો હું બ્રાહ્મણ છું ભડભડનો ભોળો.

માટે મળશે કંન્યા મને જમાડો ઘૃત સાકર ગોળો.

જાય છે.

## પ્રવેસ ૨ જો.

### સ્થળ—દ્વારીકા.

**પાત્ર**—અભિમુન્ય ગટોરગચ્છ અને પક્ષીથી માયાવઇ રાક્ષસ.

**અભીમુન્યુ**—(ગટોરગચ્છ) **પડવાની પણ પ્રીત ગટમટ ભુલીરે.**

શો કરવો ઉપાય હવે મુજ વીરારે,

જેથી કામ આપણું થાય ધરીને ધીરારે; ૧

ગટોરગચ્છ— ધીરજ રાખો મન, શીદ અકળાયોરે;

ઉતાવળનું નહી કામ સુખીયા થાઓરે

અભિમન્યુ— લેવી સુરેખા નાર, વાત છે સાચીરે;
કૌરવનો કરી સંહાર ન રાખવી કાચીરે ૩
ગરોરંગચ્છ— માયા વે સૌ માલ બનાવું તેવોરે.
ખચર ઘોડા ને ઉંટ હાથી જેવોરે. ૪
વસ્ત્ર અમુલખ ભાત જોયા જેવીરે.
વળી શાક તરકારી સહીત સૌને દેવીરે ૫
એ રીતે સર્વે કામ અધિક આદરવું રે.
પછી કરી કંન્યાનું હરણ લગ્નજ કરવું રે. ૬

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—દ્વારીકા નગર.

પાત્ર—કૌરવો, દુર્યોધન, વીદુષક, અને બજારવાળા હાથી, ઘોડા, ઉંટ, શાકતરકારી વીગરે.

કૌરવ— ગીતી.

બજાર કેવા બનીયો, સુખ સારૂં કેવું રૂડું કીધુ.
વીધ વીધ વસ્ત્રો દીસે વાહન રૂડા ને શાક પાક દીધું

વિદુષક— ચોપાઇ ત્રીતાળી.

દુર્યોધન સખા વેવાઈ આવ્યા, જોડે રૂડા બજાર બનાવ્યા.
રૂડા માલ લાવ્યા છે વેપારી, રાખે આશા એ સૌકો તમારી.

દુર્યોધન—છત્રપતી હમો માહારાજા, મહી ઉપર વ્યાપી છે માઝા.
જાણી સમરથ આવ્યા વેપારી, લઇએ માલ હવે સુખકારી.

વિદુષક—હાથી ઘોડાને શાલ દુસાલ, બનો લેઇને લાલમ લાલ.
માલ સોંગો છે લેવા જેવો.............................=

દુર્યોધન—......................ભાઈ હમારે સઘળો લેવો.

વિદુષક—ચાલો બજારમાં સઉ જઈએ..........................

દુર્યોધન......................................જો જેવો હોય તે લઇએ.

[જાય છે] (બજારમાં જાનવર વેચનાર બોલે છે.)

**વેચનાર શોદાગર—** (**કેરબાની રાહ**)

હાથી હાથી હાથીને ઘોડા કોઈ લ્યોનેરે.
એની કીંમત કરતાં તો પઇસા બુજ ઘોનેરે.
કોઇ લ્યો હાથી કોઇ લ્યો ઘોડા કોઈ લ્યો કીમતી માલ.
બેશી ઉપર શેલ કરેને કોણે દીઠી કાલ હાથી.
પાણી પંથ સોરકીઆને ઉચે ઉડે એવા.
હાથીપર અંબાડી બાંધી તુરત બેસવા જેવા. હાથી.

**વસ્ત્ર વેપારીઓ—રાગ એસે ઘોકા દેને વાલે મેંને.**

ઓરા આવો ભાઇ આજે, અમે બેઠા તમ કાજે;
કેવો માલ આ બીરાજે, સારી સાલ કેવી છાજે.
જોઇ જોઇ મન લાજે, હોય કાયર તે ભાજે, ઓરા.
કેવી કસબની કોર, ચિત્ત થાય છે ચકોર,
રહે કાળજુ ન ઠોર, સાનો કરી બેઠા સોર;
નથી છેતર્યાનો કોર, દેખ્યાં બજારના બોર. આરા.

**શાક વેચનાર—રાગ બનજારા.**

વંતાક રીંગણુા ભાઇ આ પરવર છે સુખદાઇ,
લીંબુ મીઠાને ખાટાં આ છે તાજા બટાટાં;
મોગરી તણી મીઠાઇ, આ પરવર છે સુખદાઈ.
ગીલોડાં કાળું કંકોટાં ચીભડાં તુરીયાંને ડોડાં;
ખુશ થશો તમે સહુ ખાઇ. આ પરવર છે સુખદાઇ.
કોબીજ ફુલેવર સારી ભાજીની સહુ બલીહારી;
શોધી છે સર્વે ભાઇ. આ પરવર છે સુખદાઇ.



## પ્રવેસ ૪ થો.

### સ્થળ—દ્વારીકામાં કૌરવની છાવણી.

**પાત્ર**—દુર્યોધન, કૌરવો, શકુની, અનુચર વીગરે.

### ચોપાઈ બિતાળી

**દુર્યો**—કેવો બનીયો છેસરસ બજાર, મેં તો લીધી હાથી જોડ ચાર
**બીજો**—લીધા પાંચ મેં તાખી તોખાર જોડ દુજગ્રી લીધી બાર.
**ત્રીજો**—નથી રાખી મેં કાંઈ કચાસ...........................
**ચોથો**—.........................સારી શાઢ લીધી મેં પચાશ.
**દુર્યો**—જરી વાઘાને સાલ દુસાલ કોડી વાસ લીધા જોઇ લાલ.
**સકુની**—મેં તો પાત્ર પાતાંબર લીધુ માગ્યા પ્રમાણે મુંલજ દીધું.
( એકદમ અનુચર આવીને ગભરાયેલા બોલે છે. )
**પહેલે અનુચર**—બાપજી કેમ બેશી રહ્યા જોડી ચાર હાથી ગરી ગયા.
**બીજો**—(આવીને) ઘોડા ઊંટ સહુ મરી જાયે મોટી ગડબડ મચી છે રાયે
**ત્રીજો**—(એકદમ) સાલ દુસાલના સર્પ થયાં મોટીફેંણુ માંડી ચાલી ગયા
( એવી રીતે છાવણીમાં ગડબડ મચી રહી છે તે જોઇને ]

**દુર્યોધન**— ગીતી.

અરે ગજબ આ કેવો ખરે ખરું છે કપટ આ કાંઈ;
ગજબ થયો ઘર ઘાલ્યું ખરે ખજાનો ખાલી કરયો આંઈ.
**શકુની**—તમો શીદ કલપો છો રાજા થઈ પણુ ગરીબ હમો માર્યાં;
કોણે કૃત આ કીધુ ધન ભેળાડયું હવે હમે હાર્યા.
**અનુ**—અરે આ અચંબો કેવો સાંક પાકના પશુ પક્ષી થાયે;
સુવરણુના દાગીના તેહ તણા તોં સર્પ દેખાયે.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—દ્વારીકામાં બળદેવનું ઘર.

પાત્ર—દુર્યોધનની રાણી ભાનુમતી તથા સુરેખા તથા માયાવઇ રાક્ષસો રાણીના રૂપે અને પછી રેવતી રાણી તથા બળદેવજી.

( દુર્યોધનની રાણી કંન્યાના વખાણ કરે છે. )

**ભાનુમતી—** **કાલીઘટા કોયલ બનીછાઇ.** એ રાગ

શું સ્વરૂપ સુરેખા બાળી હું ખુશ થઊ તુજને ભાળી;
કાંતી છે કેવી રૂપાળી સોભે છે વેણ રશાળી. શું.
છે ચંદ્ર પુનમ સમ મુખડું ઉપજાવે સહુને સુખડું;
દુર દુર થાય જાઇને દુખડું એ બાળ રૂપાળા વાળ.
અતી રશાળ નાકમાં વાળી હું ખુશ થઉ તુજને ભાળી.
કાલું પણ કેવું વદે છે ઉત્તમ મુખથી ઉચરે છે,
મુજ મોહીત મન કરે છે શું કહું ચીતની લહુ;
થશે મુજ વહુ કુંવર રૂપાળી. હું ખુશ થઉં તુજને ભાળી.

( એવી રીતે એક પછી સુરેખાને જોવા આવે છે અને કપટનો એક રાક્ષસ સુરેખાને લેઈ કોઇ ના જાણે એમ જતો રહે છે અને ગટોરગચ્છ સુરેખાનું રૂપ લઇ ત્યા રહે છે. )

( બનેલી સુરેખા પોતાની મા પાસે ખાવાનું માગે છે. )

**શુરેખા—હે ચાંપરાજ હે ચાંપરાજ તું આંખ ઉઘાડી દેખ.**

હો માત. માહારી (૨) ક્ષુધા મુજને લાગી,
ખાવા માટે ભોજન આપો ગતી છેક મુજ ભાગી;
મેવા મીઠાઇ (૨) ખાવા બહુ પકવાંન,
શાક પાક સામગ્રી સર્વે આપો દઈને માન.
ભુખ તરશથી (૨) હું અકળાઇ જાઉં;
હજાર મણુ પકવાન હોય તો એક પળમાં ખાઊં.

**રેવતીરાણી—માડુ લગાડો તો મારા સમ છે સલુણીરે.**

આમ શું વદે છે માહારી વહાલી ઓ કુંમારીરે;
ફીકર થાય છે મુને તુજ તણી ભારીરે. આમ

પરણુવાને યોગ્ય થઇ તોયે રહી ગાંડીરે;
સાસરીયના લોક દેખે બેઠી રાગ માંડીરે. આગ
બાંધ્યા છે ભોજન તણા પેલા જે ભંડારોરે;
ભલે જમો ભાવે તેવું તું છે પ્રાણ માહારોરે. આગ
પુરીને ઘેબર વળી બાસુદી બનાવીરે;
શેવને સુવાળી ઠીક બરફી ઠરાવીરે. આગ
( જાય છે. અને સુરેખા સર્વે ખાઇ જાય છે એટલે )

રેવતી—(પોતાના સ્વામી પ્રત્યે] સહીયર દુખ શું દાખવું એ રાગ
સાંભળો સ્વામી હે માહારા કેવી કહેવાયે વાત;
સુરેખા પુત્રી આપણી જાણે રાક્ષસ જાત. સાંભળો
કન્યાએ કોપ કર્યો બહુ કીધા ખાંલી ભંડાર;
વેરણ થઇ લાગી પીડવા કેમ થાશે તઇયાર. સાંભળો
ભુખ લાગી સુતાને કહ્યું કીધું ભોજન તેહ;
નીશાની સરખી ના રહી લાગે મોહટો સંદેહ. સાંભળો
પવીત્ર પુત્રી એ હતી કીધું કૌતીક કામ;
અસુર વીધા કેમ આચરી જઈ જુવોને ધામ. સાંભળો

બળદેવ— ગીતો.
હવે ફીકર ના કરશો જેહ થવાનું હતું થયું તે તો;
એ પ્યારી તું મારી હવે કાઇ ના બને એવું એતો.

રેવતી—જમવા વેળા થઈ છે કૌરવને શું કહો જમાડી શું.

વિદુષક-લાકડશી લાડુને ભાવે ભજીયાં ભાંગ તણા દઇ શું.

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—લગન મંડપ

પાલ—ગટોગ્ગચ્છ રૂપ લેઇને સુરેખા તથા બળદેની સ્ત્રીઓ તથા કૌરવની સ્ત્રીઓ બ્રામણો લક્ષમણો શકુની વીદુષક વીગરે.

[ બનેલી સુરેખા તથા લક્ષમણો પરણવા બેસે છે તે વખતે

કંન્યા તરફની સ્ત્રીઓ ગાય છે.

**કંન્યા તરફની સ્ત્રીઓ—રામ લક્ષમણ વનમાં સોધાવતાં.**

બેહેન સુરેખાને પરણાવવા, બળીભદ્રે મંડપ રચ્યો સાર;
સોભાનો નહીપાર. મંડપમાં નહી મણા.
રૂડાં કદળીનાં સ્થંભ રોપાવીયાં બહુ વિધેથી ચીતર્યાં ચીત્ર
દીસે છે વીચીત્ર મંડપમાં નહી મણા.
રચી ચોરી વીવીધ ચતુરાઈથી
મુક્યો સુવરણ કળશ વીશેસ, સોભાઅની એમ મંડપમાં નહી મણા।
હાંડી તકતા ઝુમર અતી શોભતાં.
લાજે ઇંદ્રિ ભુવન એ ઠાર, બેઠાં દરબાર, મંડપમાં નહી મણા.
કામ સરીખો કુંવર કોડામણો,
જાણે કુંવરી ગુલાબનું ફુલ, જેનું નહી મુલ, મંડપમાં નહી મણા

**વિદુષક—**એતો કંન્યા નથી છે કન્યાળવો,
થાશે ભાઈના પુરા હવાલ, જોયા જેવો તાલ, ફજેતીના ફાળકા.

(વર તરફની સ્ત્રીયો ગાય છે.) **લીલાવતીએ લખી મોકલીયોરે**
વરરાજા ઘોડે ચડયારે શોભે જાણે સુર,
બેઠા માંહરામાં મલતપતારે, રૂડી કંન્યા કમળનું ફુલ.
વરરાજા ઘોડે ચડયારે.
બળીભદ્ર સરખા સાસરારે સાસુ રેવતીજી સાર.
લક્ષમણો કુંવર કોડામણોરે એના ભાગ્ય તણો નહી પાર.
સુંદર વર ઘોડે ચડયારે.

**વિદુષક—**જોશો ત્યારે જાણસોરે કોનું મોહોટું ભાગ્ય,
પરણનારો વિર પરણશેરે, તારો લક્ષમણો ચોળશે રાખ;
કૌરવમાં કાળુ થશેરે.

(વર કંન્યા પરણવા બેઠા છે.) તે વખતે ગટોરગચ્છ કંન્યા રૂપે બેઠા છે ને લક્ષમણાને બીવડાવે છે.)

**લક્ષમણો—** ઠુંમરી. જુમના ત્રટ બંશી બાજ રહી એ રાગ

નહી પરણું હું નહી પરણું, આ કામણગારી નહી પરણું.
મોટા મોટા દાંત ને વિરૂપ શરીર.
રૂપ હું તેનું શું વરણું. આ કામણગારી નહી પરણું.
નખ વિકાળને આંખે કાંણી,
આ વર્યાથી ભલું મરણું આ કામણગારી નહી પરણું
ઓ મામા મને ડર બહુ લાગે,
કંન્યા દીસે જાણે શીંહ હરણું. આ કામણગારી નહી

(તેમ તેને વધારે બીવડાવે છે એટલે.)

**લક્ષમણો—** ચોપાઈ ત્રીતાળ.

હાય! ખાધો હવે મુને મામા, કેમ જોઇ રહયા મુજ સામા

**સકુની**—આમ ગાંડું શું કરે છે ભાઇ..........................

**લક્ષમણો—**....... ..............બળી કરી તમારી સગાઈ.

**સકુની**—બેસ મુરખ છાનો માનો..........................

**લક્ષમણો—**......................આતો કંન્યાળવો છે કયાંનો.

(ગટોરગચ્છ ખુબ હાથ દબાવે છે તેથી ખુબ બુમ પાડીને)

**લક્ષમણો—** ગીરધારીરે વાત કહું તે વિચારો. એ રાગ

ઓ મામારે નહી પરણું આ નારી, મને ડર લાગે છે ભારી
આ કંન્યારે વીપરીત સરખી લાગે, માહરો હાથ દબાવી ભાગે.
એનાં મુખમાંરે દાંત દીસે છે કેવા, હાથીના દાંતજ જેવા.

**શુલ**—મને જાઇને ડર બહુ લાગેરે, એના નખ મને બહું વાગેરે.
મારો હાથ દભાવી ભાગેરે, હાજો ધાજોયે મામા માહાસુખક રી મને

**સકુની**--(ખુબ ચીડાઈને) **રાગ લાવણી.** મુજ ઉપર ગુજરી પીતા

આ કપુત કુંવર કયાંથી નીકળ્યો એવો
બુરાબ્યું બાપનું નામ અગ્નીના જેવો.

**લક્ષમણો**--ઓ મામા વાત હું કહું છું સરવે સાચી
આતો છે મોહોટો દહીત્ય નથી એ નારી.

સકુની--તેં કુળ લજાવ્યું કાયર ક્ષત્રી થઇને
શું કરશો શત્રુ સાથ યુદ્ધમાં જઈને.

લક્ષમણો—પણ નારીનું મુખ જોઇને બીક લાગે છે.
આ જુવો કેવડા નખ મને લાગે છે.

સકુની--છે કંન્યાના શા ભાર આંશું કેમ આણો.
હસ્તીના પુરનો રાય હજુ ના જાણે.

લક્ષમણો—પણ મામા મારે નથી પરણવી નારી.
આ નથી સુરેખા કપટ ખેલ છે ભારી.

(એવામાં માયાવઈ રાક્ષસોથી ભારે પવન ચાલવા લાગ્યો તેથી મંડપ વીગરે ઉડી ગયો અને કાંકરા ધુળ વડે કરીને સરવેની આંખો ભરાઈ તેની વખતમાં સુરેખા રૂપ બદલીને ગટોરગચ્છ ચાલ્યો જાય છે.)

## પ્રવેસ ૭ મો.

### સ્થળ—અભિમુન્યનો ઉતારો.

પાત્ર—(ગટોરગચ્છ, અભિમુન્ય શ્રીકસ્ન ભગવાન પછીથી નારદ રૂશી)

ગડેરગચ્છ— ગીતી.

આરે ભાઇ આવ્યો છું ધારેલું સહુ કામ આજ કીધું
કૌરવ સર્વ રઝલ્યા કંન્યા કેરૂં હરણ કરી લીધું.

અભિમુન્યુ—તુજ વીણ બંધુ મારા કોણ કરે આ કારજ મુજ સારૂ
ધન્ય તુને કાકા સુત પરાક્રમ છે પીતા સમુ તારૂ.

(એવામાં શ્રીકૃષ્ણ ભગવાન તથા નારદજી આવે છે ત્યારે)

ગટોરગચ્છ—(વંદન કરીને) ચોપાઇ જીતાળી.

ભલે આ અવસર પ્રભુ આવ્યા ઠીક નારદને પણ લાવ્યા
મોગ આશરો મારે તમારો નથી આ સ્થળે કોઇ હમારો.

શ્રીકૃષ્ણ—ચિંતા રાખશો નહીતમે કોયે સહુ ગમતું ગોવીંદનું હોયે
સદા સમજીએ સહુ એજ વળી થાય હમારો ભાણેજ.
નારદને) શાસ્ત્ર વીધી સહીત પરણાવો વર કંન્યાની ક્રીયા કરાવો;
જો જો કાંઇ ન રહે ક્યાસ પોંહેચે પુરણ સર્વની આશ.
( પરણાવે છે )

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—દ્વારીકાની ભાગોળ.

**પાત્ર**—દુર્યોધન કર્ણ કૌરવો સકુની ગટોરગચ્છ તથા અભી-
મુન્ય તથા પછીથી બળદેવજી તથા શ્રી કૃષ્ણ વીગરે.

( કંન્યાનું હરણ ગટોરગચ્છે કર્યું અને અભીમુન્ય પરણ્યો તે
વું સર્વેને માલુમ પડયું તેથી કૌરવો ક્રોધ કરીને ગટોરગચ્છ
અને અભીમન્યુ સાથે યુદ્ધ કરવાને તૈયાર થાય છે. )

**દુર્યોધન**— વીજય ટેક કેમ તજેરે. એ રાગ.

અલ્યા ઉભો રહે તું સુજ ચોર. રાક્ષસ તુને રણમાં રોળુરે.
જોયું જોયું મેં મુરખ તારૂં જોર. રાક્ષસ.
કીધા હરણ સુરેખા બાળ. રાક્ષસ.
માટે આવ્યો હવે તારો કાળ. રાક્ષસ.
કરી દગાને કીધું તેં કુડુ કામ. રાક્ષસ.
બોળ્યું ભીમસેન બાપનું નામ. રાક્ષસ.
થઇ કાયરને હરણ કરી નાર. રાક્ષસ.
ધીક ધીક ધીક તુજ અવતાર. રાક્ષસ.

**ગટોર**—છગા ભરી છેક છલકાઇ જાય. મુરખ માન ભંગ થયોરે.
કુડો કપટી કુટીલ તું ગાય. મુરખ.
તારી વીવાહ કરેલી જે નાર. મુરખ.

તેતો આ રહ્યો હું હરનાર. મુરખ.
થયુ કાળના સરીખુ કાળું મુખ. મુરખ.
ફટ ફટ છે નફ્ટ તારૂ મુખ. મુરખ.

**અ. ભ**—અલ્યા અંધનો છું અંધ તું કુમાર. લઇશ વેર આજ મારૂ રે.
નીચ કપટનો તું કરનાર. લઈશ.
હું છું બાળ પણ અર્જુન તન લઇશ.
મારૂં નામ અલ્યા અભિમુન્ય. લઇશ.
તારૂ અભિમાન ઉતારનાર. લઇશ.
થયો પ્રગટ સુભદ્રા કુમાર. લઇશ.

( આવી રીતે પરસ્પર બોલી અન્યો અન્ય યુધ્ધ કરે છે અને ગટોરગચ્છ માયાવાઈ રાક્ષસોવડે કૌરવોની સન્યામાંનો ઘણો ભાગ ઠેર કરે છે. અને શ્રી કૃષ્ણ વચે પડી બેઉનું સમાધાન કરે છે.)

(બળદેવજી આગળ આવીને ક્રોધથી)

**બળદેવજી**—(રાગ કેરબો) સડે તીન પૈસે એક મોતી ના બેચુંગી
મારૂ મારૂં એ પાપીને ઠેર મારૂં રે.
દગો કરીને કુંવરી ગાહારી, હરણ કરી છે આજ.
સત્રુ સાચો કયાં ગયોને, લીધી એણે લાજ મારૂં મારૂં.
હળ મુશળથી નિશ્ચે છેદું, અભિમુન્યનું શીશ
ગટોરગચ્છ સુધાં સંહારૂ વ્યાપી મુજને રીસ. મારૂં મારૂં
અરે કપડ આ કેવું કીધું, છળ કરી છેતરીગો.
લાટકવાઇ લેઇ ગયોને, ક્યાર મુજને કરીયો. મારૂં મારૂં

( એવામાં શ્રી કૃષ્ણ આવીને ભાઇને શાંત પાડે છે. )

**શ્રી કૃષ્ણ—રાગ પીલુ કહુ શુ નશીએ દુખીયો કાંઘો છે.**
શું કરવા હવે ક્રોધ કરો છો.
આવડો રીશ શું હૈયે ધરો છો.

થવાનું હતું તે થઈ ગયું સર્વે, ભાણેજને કેમ હાથેથી હણો છો
ઇશ્વરની મતી એમ હશે તો, ગમતું પ્રભુનું સહુ સમજો છો. શું
અરજુન કૌરવ એક પીતાના, તેમાં શાની જુદાઇ ગણો છો. શું
લખી વાત કદી મીથ્યા ન થાયે, આપ અનાદીથી એમ ભણો છો. શું

બળદેવ— ગીતી.

મુકું છું આ વેળા, અરે જીવતો ભગની સુત ધારી;
હશે થવાનુ થાયે, ગઈ વાત સહુ થઈ હશે સારી.

( શરંજનો શાંત પામે છે અને અભિમુન્ય વીગરે અરસપરસ અતીશય સ્નેહથી ઘેર આવે છે કૌરવો પણ કાળા મુખથી પોતાના દેશ તરફ જાય છે. )

સુત્રધાર— ગીતી.

શ્રોતા સજન સુણજો ખેદ અનોપમ થયો હવે પુરો
કપટી રહ્યા કુટીને કંન્યા પરણ્યા અભિમુન્ય સુરો.

સર્વે પાત્રો— રાગ શાંકડીશેરીનું નાકુ

જય જગ વંદન, અસુર નીકંદન દેવકી નંદન જય જયનાથ,
વિનતિ સરવે શ્રવણ કરીને હરી અમારો ઝાલો હાથ.
આ ભવ સુંદિર જકતની અંદર છે સુખ કંદર છે તું સત્ય.
ઝાડ પહાડ પાષાણ તરવર ધન દોલત સહુ છેજ અસત્ય.
રે કૃપા કરો, મુજ અર્જ આધરો;
કષ્ટ સૌ હરો, સુખ સર્વદા ભરો.
છે આપ આસરો, નહી અન્ય કો ખરો;
વિનતી ગોવરધનની, સહુ ઉરે ધરો. જય

# સમાપ્ત.

# जाहेर खबर.

## આ પુસ્તક નિચેના ઠેકાણેથી મલશે.

**અમદાવાદમાં**—પ્રસિધ કરતા પાશેથી ઠા. સાંકડીશેરીના નાકે દેશાવરના અજાણ્યા ગ્રાહકોએ અગાઉથી પૈસા મોકલ્યા શિવ.ય મંગાવવાની તસ્દી લેવી નહીં નહીતો વેલ્યુપેબલ કરી મોકલવામાં આવશે.

| | |
|---|---|
| સિધ્ધરાજ જયસિંહ ( આવૃતિ પહેલી ) | ૦—૬—૦ |
| સુરશેન ચંદન કુમારી ( આવૃતિ ચોથી ) | ૦—૨—૦ |
| સંગિત સિધ્ધરાજ જયસિંહ સુધારા વધારા સાથે ( આવૃતિ બીજી ) | ૦—૨—૦ |





લી૦ શેવક,

શા. મોહનલાલ વિ૦ જેઠાભાઈ કોઠવાળા

મુ૦ અમદાવાદ ઠે, ...